મદ્રેસા મોહંમદીય: અરબીયા: રાંદેરની શાખા ઇશાઅતુલ ઇસ્લામ. સિલસિલએ ઇશાઅતે ઓલૂમ નં. ૧૯

અલ્લાહ તઆલા ફરમાવે છે—"પોતાની યોગ્ય જગ્યાએ હોય છે તે કલામને તેઓ બદલતા રહે છે. પારો ૫ રૂકુઅ ૮

હજરત નેઅમતુલ્લાહ શાહ વલી (રહ)ની પેશીનગોઈ:—

**કુફસ *અનામે અહમદ-ગુમરહ કુનંદ બેહદ**
**અઝ રાએ પેશ સાઝંદ-તફસીર ફિલ કુરાના.**

* મિર્ઝા ગુલામ અહમદ કાદિયાની ** સર સૈયદ અહમદ અલીગઢી

# તફસીરે કુર્આન

## માં

# કાદિયાની કારસ્તાન

મિર્ઝાઈઓના છપાવેલા અંગ્રેજી અને ઉર્દૂ તરજુમએ કુર્આન અને તફસીરમાં હજારોમાંથી માત્ર ૧૫ પોથીનો નમુનો અને તેઓના કુફ્રીઆ અકીદાઓની લીસ્ટ.

છપાવી પ્રગટ કર્તા:- મૌ. **અલી અકબર કાદરી.**
ઠેકાણું:— કુરેનોડ વિભાગ રાંદેર જિલ્લો સુરત.

સુરત બરાનપુરી ભાગોળ ભાજીવાળા પોળમાં આવેલા શ્રી 'અંબિકા' વીજય પ્રીન્ટીંગ પ્રેસમાં હરજીવનદાસ હરકીશનદાસે છાપી.

પ્રત ૨૦૦૦] પ્રથમાવૃત્તિ [૧૩૫૨ હી.

કિંમત અમૂલ્ય.

# રહમાન અને રહીમ અલ્લાહના નામથી.

અલહમ્દો લિલ્લાહે રબ્બિલ આલમીન, વસ્સલાતો વસ્સલામો અલા ખાતમન્નબીયીન વ અલા આલેહી વ સહબેહી અજમઈન. મિર્ઝા ગુલામ અહમદ કાદિયાની જેઓની તફસીરોનો મોટો ભાગ મોહંમદ અલી મિર્ઝાઇએ પોતાની મજકુર તફસીરમાં લીધો છે (વાંચો આ ચોપડીનું પાનું ૫ મું) તેઓ પોતાના દરેક દાવામાં સાચા હતા કે જૂઠા તે પારખવાને માટે પોતે મિર્ઝાજી મજકુરે આખી દુન્યા આગળ રજુ કીધેલી એક કસોટી:— ૨૧૬૪૮

"સત્ય ઢુંઢનારાઓને માટે હું એ વાત રજુ કરૂં છું કે મારૂં કામ જેને વાસ્તે હું ઉભો થયો છું એજ છે કે હું ઈસા પરસ્તી (ખ્રિસ્તી ધર્મ)ના થાંભલાને તોડી નાખું. અને તસ્લીસ (ત્રણ ખોદા અથવા ત્રીદેવના અકીદા)ને ઠેકાણે તૌહીદ [ખોદાપાકની એકત્વતા]ને ફેલાવું અને હઝરત નબી (સલ)ની મહત્વતા, મોટાઇ અને દબદબાને દુન્યા પર જાહેર કરૂં. ત્યારે જો મારાથી એક કરોડ ચમત્કારો પણ જાહેર થાય અને આ ઉદ્દેશ (ની સાબિતી)નું કારણ જાહેર નહીં થાય તો [આખી દુન્યાના માણસો ગવાહ રેહજો કે] હું જૂઠો છું ત્યારે દુન્યા મારી સાથે શા માટે દુશમની કરે છે? અને તે ઉદ્દેશના પરિણામને [કેમ] જોતી નથી? જો ઇસ્લામની હિમાયતમાં મેં તે કામ કરી દેખાડયું જે મસીહે મોઉદ અને મહદીને કરવું જોઇએ ત્યારે તો હું સાચો છું. અને જો કંઇ પણ થયું નહીં અને (હું) મરી ગયો તો (ઓ મારા મિરઝાઇઓ! અને ઓ આખી દુન્યાના મુસલમાનો! અને કાફિરો! તમે) સઘળા ગવાહ રેહજો કે [મારા દરેકે દરેક દાવામાં] હું જૂઠો છું". (મિરઝાઇ વર્તમાન પત્ર "બદર" તા૦ ૧૯ મી જુલાઈ ૧૯૦૬). એવા ખુલ્લા શબ્દોને વાંચક વર્ગને સમજાવવાની મને કંઈ પણ જરૂર નથી કે મજકુર પરીક્ષામાં મિરઝાજી એક પણ માર્ક કે દોકડો મેળવ્યા વગર મરી ગયા.



# કાદિયાની મિર્ઝાઈયોના અંગ્રેજી તથા ઉર્દુ કુર્આનના તર્જુમાની પોળ.

ઇસ્લામી દીન, અલહમ્દો લિલ્લાહ, એક કામિલ મુકમ્મલ અને અમર એવો દીન છે કે જે હાફિઝે હકીકી અલ્લાહ તઆલાની સંભાળ હેઠળ છે અને કેયામત સુધી રહેશે. તેમાં ફેરફાર કરવા નીકળતાં જાહિલોની ખોટી કલ્પનાઓ અને ખોટે માર્ગે દોરવનારાઓની ખોટી દલીલો થોડીવારને માટે પણ ટકતી નથી. અને ઈસ્લામના ખુલ્લા મોઅજિઝાની દલીલ અર્થે તરત જગ જાહેર થઇ સાચા માર્ગે ચાલનારાઓને અને સાચી વાત ઢુંઢનારાઓને, ઈસ્લામની સચ્ચાઇ, ગુમરાહીથી બચાવી લે છે. ફલ હમ્દો લિલ્લાહે અલા ઝાલિક.

હાલમાં કેટલાક દિવસથી સાંભળવામાં આવે છે કે લાહોરની મિર્ઝાઇ પાર્ટીના આગેવાન મોહંમદ અલી સાહેબ એમ. એ. એલ. એલ. બી. એ પોતાના મદદગાર અને મિર્ઝાઈ દીનને માનનારા લંડનવાસી ખાજા કમાલુદ્દીનની મારફતે કુર્આને મજીદનો પોતે અંગ્રેજીમાં કીધેલો જે તર્જુમો ખુશનુમાં પ્રીંટીંગ અને બાઇંડિંગ સાથે છપાવી હિંદુસ્તાનમાં મંગાવી અહીં તેમજ આફ્રિકામાં ભારે કીંમતે વેચ્યો હતો તેનો ઉર્દુ તર્જુમો પણ પોતેજ તૈયાર કરી તેટલીજ ખૂબ સૂરતી સાથે છપાવીં હિંદુસ્તાનમાં ઠામેઠામ ભારે કીંમતે વેચે છે. સુનત જમાઅત આલિમોન ઉર્દુ તર્જુમાઓ તો અલ-હમ્દોલિલ્લાહ હિંદુસ્તાનમાં બધે ઠેકાણે મળી આવે છે. અને તેઓમાં ખાસ કરીને (૧) હઝરત શૈખુલ હિન્દ મૌલાના મહમૂદ હસન સાહેબ (૨૯)નો ઉર્દુ તર્જુમો (જે હાલમાં "મદીના" નામના પ્રખ્યાત ઉર્દુ અખબારવાળાને ત્યાં બિજનૌરમાં છપાય છે), (૨) હઝ-રત મૌલાના શાહ અશરફ અલી સાહેબનો ઉર્દુ તર્જુમો, (૩) મૌલાના મૌલવી આશિક ઇલાહી સાહેબ મીરઠીનો ઉર્દુ તર્જુમો, (૪) મૌલવી અબદુલ હક સાહે બ દેહલવી, સાહેબે તફસી હક્કાનીનો ઉર્દુ તર્જુમો આલિમોના એકે મતે હાલના નવા થયલા તર્જુમા-

ઓમાં ચુંટાયલા તર્જુમા એ છે જેઓને છોડી કોઇ બીજો તર્જુમો જોવાની અથવા તો હિંદુસ્તાનમાં બોલાતી ભાષાઓમાંથી જરૂર પડતાં કોઇ એક ભાષામાં તર્જુમો કરાવવાની સુન્ની મુસલમાનોને તો હાલ જરૂર નથી.

હવે મજકુર મિર્ઝાઇ ઉર્દૂ તર્જુમો જે ઘણું ભાગે જોતાં ઘણા વધારા સાથે લંડનમાં છપાયલા મિર્ઝાઇ અંગ્રેજી તર્જુમાનો તર્જુમો છે તેને મારા સાંભળવા મુજબ ગુજરાતના કેટલાક સુન્ની મુસલમાનો ગુજરાતીમાં તર્જુમો કરાવી છપાવી પોતાને માટે દુન્યા અને આખેરતની ખરાબી મેળવવા કોશિશ કરી રહ્યા છે. જો એ વાત ખરી હોય તો તે ભાઇયોની સેવામાં તેઓની દીન દુન્યાની ભલાઇ અર્થે નીચેના બે બોલ રજુ કરૂં છું તેનાપર ધ્યાન દીધા પછી તેઓ એ કામ કરવા ઉભા થાય તો ઠીક. કુર્આને મજીદના તર્જુમા અને તફસીર માટે અને હદીસોના તર્જુમા અને તેની શર્હ માટે આજે તેરસો વર્ષથી એ કાયદો સુંનત જમાત મુસલમાનોમાં એકે મતે મનાયલો છે કે તે તર્જુમો, તફસીર કે શર્હ ઈસ્લામમાં એકે મતે મનાયલી અકીદાની, ઇબાદતની. હરામ હલાલની, કરવાના અને નહીં કરવાના કામોના ફરમાનોની, કુર્આનમાં બયાન થયલા કિસ્સા-

ઓના ખુલ્લા બયાનની વિરૂદ્ધ અથવા તેને નુકસાની પોંહચાડનાર નહીં હોવાં જોઇએ. અને એજ એક એવો મજબૂત કિલ્લો છે કે જેમાં બાતેલ વાતોને ઇસ્લામમાં દાખેલ કરનારાઓનો આજ સુધી પગ પેસારો થઇ શકયો નહીં, થઇ શકતો નથી અને કેયામત સુધી થઇ શકશે નહીં, ઈન્શાઅલ્લોહો વ બેહી નસ્તઇન.

આલિમો તો શું પણ એક જાહેલ મુસલમાન પણ જે વાતોને નહીં માનશે તેવી વાતો કુર્આને પાક જેવી આકાશી કિતાબના મજકુર અંગ્રેજી અને ઉરદુ તરજુમાની નોટોમાં તેઓએ દાખેલ કરી દીધી છે. અને વળી ખૂબીએ કે ઇસ્લામી દુન્યામાં ફરી, ખાસ સુન્ની મુસલમાનોની આગળ સફેદ જૂઠાણું વાપરી પોતે ખાજા કેમાલુદ્દીને મજકુર તરજુમાઓ છપાવવા માટે હજારો રૂપિઆ તેઓ પાસેથી કઢાવ્યા હતા. તે એવો ધોકો દઇને કે મજકુર તરજુમાઓમાં એક પણ ઇખ્તેલાફી વાત અથવા મિર્ઝા ગુલામ અહમદ કાદિયાનીની અથવા તેના લાગતા વળગતાઓની માન્યતાની વાતો નહીં હશે જે ધોકામાં આવી જઇ માત્ર સોળ હજાર રૂપિઆ તો હિંદુસ્તાનના એકજ શહેર રંગુનથી તે લઇ ગયો હતો (જુઓ અસ્સહુલ મતાબેઅ લખનૌમાં છપાયલી કિતાબ "સહીફએ રંગુન બર પયરવાને હજ્જાલે

ઝમૂન" પાનું ૧૨૮-૧૨૯). હવે નમુના દાખલ તે ખોટી વાતોની એક નાનકડી લીસ્ટ ઘણુાજ ટુંક શબ્દોમાં ભાવાર્થ તરીકે અહીં રજુ કરૂં છું:—

(૧) અંગ્રેજી પ્રસ્તાવનામાં છે કે "હાલના જમાનાના સૌથી મોટા આગેવાન મિર્ઝા ગુલામ અહમદ (કાદિયાની)એ મારા દીલને તે બધી વાતોથી મુનવ્વર (પ્રકાશિત) કીધું જે આ તર્જુમામાં સૌથી સારી વાતો છે." (પા. ૯૪). (અને ઉર્દુ તરજુમામાં મિર્ઝાજીના ૧ લા ખલીફા હકીમ નૂરૂદ્દીન ભૈરવીનું પણ નામ છે). અને તે કઇ વાતો:- (૨) જંનત એ આજ જમીનપર સુખશાંતિના એક બગીચાનું નામ છે; કોઈ ખાસ જગ્યા નથી. (પા. ૨૬). (૩) શેતાન એટલે કોઈ ખાસ જુદી મખલુક નથી પણ એ એલકાબ તે માણસને આપવામાં આવે છે કે જેના બુરા કામો બીજા માણસને પણ બુંડું બનાવે. (પા. ૨૬). (૪) હઝરત મૂસા (અલ)ની લાકડીમાં કંઇ પણ ખોદાઈ કુદરતના મોજિઝાની અસર નહીં હતી કે પત્થરપર મારવાથી તેમાંથી પાણી નીકળે બલ્કે તેની મતલબ પહાડમાંથી રસ્તો કાઢવાની છે. (પા. ૩૪). (૫) બની ઇસ્રાઇલને માથે કોહેતૂર ઉભા કરવાની કુર્આનની વાત ખોટી છે. (૬) બની ઇસ્રાઇલ વાંદરા બની ગયા ન હતા બલ્કે વાંદરાના જેવા આચાર વિચાર

વાળા તેઓ થઇ ગયા હતા. (પા. ૩૮). (૭ ગાયને મારવાની કુર્આની વાત ખોટી છે તેની મતલબ બની ઈસ્રાઇલને હાથે હઝરત ઇસા (અલ)ની કતલ થવાની છે. (પા. ૪૧). (૮) શહીદોથી મતલબ સચ્ચાઇપર મરનારાઓની છે; કાફિરો સાથે લડાઇમાં માર્યો ગયલાઓની નથી. (પા. ૭૧). (૯) ઉઝૈર (અલ)ના મરવાની અને સો વર્ષ પછી પાછા જીવતા થવાની મતલબ ખોટી છે બલ્કે એક કોમની તરક્કી અને પડતીની મતલબ છે. (પા. ૧૨૩) (૧૦) મર્યા પછી જીવાડવાની ખોદાપાકમાં કુદરત નથી. એને માટે ચાર ચકલીઓને મારી તેઓના કકડા ચાર પહાડોપર મૂકયા અને તેઓને બોલાવવાથી હઝરત ઇબ્રાહીમ (અલ) પાસે તેઓ જીવતી થઇ ચાલી આવી એ વાત તદ્દન ખોટી છે. (પા. ૧૨૫). અહીં પણ કૌમની તરક્કી અને પડતીની મતલબ છે.

(૧૧) મર્યમ (રદી) પાસે કરામતની રૂએ કોઇ પણ તરેહનો ખોરાક ખોદાપાક તરફથી આવતો હતો તે મતલબ કુર્આનની ખોટી છે. બલ્કે તેની મતલબ દેવળના પૂજારીઓ જે પરસાદ (નેયાઝ) લાવતા હતા તે ખોરાક છે. (પા. ૧૫૧). (૧૨) હઝરત ઇસા (અલ)એ બાલ્યાવસ્થામાં પારણામાં વાતો કીધી એવી રીતે કુર્આની બયાનને મોઅજિઝો માનવો ખોટું છે. (પા. ૧૫૫). તેની મતલબ

તંદરૂસ્ત રહી મોટી ઉમરે પહોંચવાની છે. (રચનારની વાત પૂરી થઇ). પણ હું કહું છું કે તાજુબીની વાત તો એ છે કે તરજુમો કરનારને જરાએ વિચાર નહીં આવ્યો કે બુખારી શરીફ જેને તે પોતે અને તેના ગુરુજી કાદિયાની, કુઆંન પછી સૌથી સાચી રિવાયતોની કિતાબ માને છે તેના ૧૩ મા પારામાં "કિતાબે પયદા-એશે અંબિયા (અલ)"માં ખુલ્લી હદીસ છે કે પારણામાં હઝરત ઇસાએ (અલ) અને બીજા બે બાળકો-એજ બાલ્યાવસ્થામાં વાતો કીધેલી. શું તેને પણ કોઇ ખોટું ઠેરવી શકે છે. (૧૩) હઝરત ઇસા (અલ) કોઇ બાપથી જરૂર પેદા થયલા છે વગર બાપે પેદા થયલાની માન્યતા બેશક ખોટી છે. (પા. ૧૫૬). જેનો ખુલ્લો રદ એ જાહેર છે કે કુઆંનમાં "ઇસબને મર્યમા" એટલે બીજા કોઈ નબીને નહીં પણ ખાસ ઇસા (અલ)ને એટલાજ માટે તેઓની મા સાહેબાનું નામ લઇને "ઇસા જેઓ મર્યમના દીકરા છે" બોલાવવામાં આવ્યા કે સાફ જાહેર થઇ જાય અને સાબેત થઇ જાય કે આપની પેદાશ વગર બાપેજ થઇ છે અને તેઓને છે હઝરત આદમ (અલ) સિવાય બીજા દરેક પેગમ્બ ની પેદાશ બાપથી થઇ છે; અને તેથીજ કુઆંને શરીફની એક પણ આયતમાં કે

એક પણ સાબેત હદીસમાં હઝરત ઇસા (અલ) સિવાય એક પણ પેગમ્બરનું નામ તેઓની મા સાહેબાના નામ સાથે લેવામાં આવ્યું નથી. (એ માટે સંપુર્ણ ખોલાસો મારી કિતાબ તબરે અલી અકબર જોવા લાયક છે.)

(૧૪) હઝરત યૂનુસ (અલ)ને માછલી ગળી ગઇ હતી એ તદન ખોટી વાત છે. કારણ કે નબી (સલ)ની એક ખુલ્લી હદીસમાં મોજૂદ છે કે માછલીએ તેઓના પગની માત્ર એડીને પોતાના મોંમાં (૪૦ દહાડા) સુધી પકડી રાખેલી; અને વળી મિસ્ટર લીન પોતાની ડિક્ષનરી (લોગાત)માં લખે છે કે આયતમાં "બત્ન" શબ્દના અર્થ પેટના નથી બલ્કે કોમના છે તેથી કરીને મજકુર આયતના અર્થ એ થયા કે જો યૂનુસ (અલ) ખોદાપાકની તસ્બીહ કરનારા ન હોત તો તે પોતાની કોમમાં એક સાધારણ સ્થિતિના માણસ તરીકે રેહતે અને નબીનો દરજ્જો મેળવી શકતે નહીં. મોહંમદ અલીની તફસીર પૂરી થઇ). હવે હું કહું છું કે "બત્ન" શબ્દના અર્થ મજકુર આયતમાં "કોમ"ના આજ સુધી કોઇ પણ મુફસ્સિરે લીધા નથી. અને તાજુબીની વાત છે કે કુઆંની શબ્દોની ડિક્ષનરીઓ ઈસ્લામી આલિમોની રચેલી ઘણી મોજુદ હોવા છતાં, મિ૦

મોહંમદ અલીને પોતે મુસલમાન અને મુસલમાનોના આગેવાન હોવાનો દાવો હોવા છતાં મિસ્ટર લીન જે ખ્રિસ્તિ વિદ્વાનોમાંનો એક ખ્રિસ્તિ છે, જેઓને પોતે તેઓના ગુરૂજી મિર્ઝા સાહેબ દજ્જાલ માને છે અને માનવાને પોતાના ચેલાઓને હુકમ આપે છે, તેવા દજ્જાલની દજ્જાલી ડિક્ષનરીના દજ્જાલી અર્થ કબુલ રાખી પોતે દજ્જાલના નાએબ બની આખી ઇસ્લામી દુન્યાને પોતાની એવી દજ્જાલી તફસીરથી ગુમરાહ કરવા ઉભા થયા છે.

થોડી વારને માટે "બતન" શબ્દના અર્થ મિ૦ મોહંમદ અલીના લખ્યા મુજબ "કોમ" છે એમ માની લઇએ તો આયત મજકુરની તફસીરનું પરિણામ અજાયબ જેવું આવે છે અને તે એ કે મજકુર તસબીહ કરવા પહેલાં હઝરત યૂનુસ (અલ) નબી નહીં હતા પણ પોતાની કોમમાં સાધારણ માણસ હતા. તસબીહ કીધા પછીજ તેઓ નબી થયા. એમાં એક નુકશાની એ ઉભી થઈ કે આખી ઇસ્લામી દુન્યાનો અકીદો છે કે નબુ-વ્વત કોઇ પણ ઈબાદતના બદલામાં કે સારા કામના બદલામાં મળતી નથી; બલ્કે એ તો ખોદાએ પાકની ફકત ઈનાયત અને ફઝલ છે જેને ચાહે તેને એ દર-

જણે તે આપે છે પણ મઝકુર નોટને લીધે હવે લોકો માનવા લાગશે કે જે કોઇ માણુસ ઇબાદત રિયાઝત કરશે તેને નબુવ્વતનો દરજ્જો પણ મળી શકે છે. જેવી રીતે હઝરત યૂનુસ (અલ)ને મિ૦ મોહંમદ અલીની કીધેલી કુઆંનની તફસીર મુજબ મળ્યો હતો. અને બીજી ખરાબી મજકુર મતલબ માનવા જતાં એ ઉભી થઇ કે મજકુર આયતની છેવટમાં "ઇલા યૌમે યુબઅ-સૂન" શબ્દો છે ત્યારે "બત્ન"ના અર્થ "કૌમ" લેવાથી મતલબ એ થઇ કે હઝરત યુનુસ (અલ) જો તસ્બીહ નહીં કરતે તો કેયામતના દિવસ સુધી એક સાધારણ માણુસની જીંદગી ગાળનારા થઇને પોતાની કૌમમાંજ જીવતા રેહતે. એટલે નહીં તેવણુની કોમ મરણ પામતે અને નહીં તેઓ મરતે. જો એમજ થાત તો મિર્ઝાઇઓ જરૂર કાદિયાન કસ્બામાં મ્યુઝિયમ (અજાએબ ઘર) બનાવી તેમાં યુનુસ (અલ)ને તેઓની કૌમ સાથે લાવીને રાખતે અને તેઓને જોવાની ટિકિટ રાખી લાખો રૂપિઆની કમાણી કરતે. પણ અફસોસ છે કે હઝરત યુનુસે (અલ) તસ્બીહ પઢી કાદિયાનીઓની ઉમેદો પર પાણી ફરવી દીધું કુઆંને મજીદનો તરજુમો કરનાર અને તેની તફસી લખનાર એવાજ આલિમો હોય તો મુસલમાનો પૂરે પૂરા ગુમરાહ કેમ નહીં થાય!

મારા મિત્રો ! શું એવાજ તરજુમા અને તફસીરનો, ગુજરાતી તરજુમો છપાવવાનો તમે ઇરાદો રાખો છો ? ખોદાને વાસ્તે પોતાને ગુમરાહ થતાં અને બીજાને ગુમરાહ કરતાં અટકી જાઓ.

આપ સાહેબો જાણો છો આ બધી કોશિશ અર્થો અને તફસીરોમાં ફેરફાર કરવાની મિ૦ મોહંમદ અલીએ શા માટે કીધી છે ? માત્ર એટલાજ માટે કે તેઓના ગુરુ મહારાજે મોજિઝાઓનો નકાર કીધો છે તેને પુષ્ટિ અપાય અને મુસલમાનોના ભેજાંઓમાંથી મોજિઝાની મોટાઇ તદન નાશ પામે. પણ

ઇસ્લામી સદાકતમેં કુદરતને લચક દી હય
ઉત્નાહી યેહ ઉભરેગા જિત્ના કે દબાવીંગે

માછલીના મોંમાં મિ૦ મોહંમદ અલીએ હઝરત યુનુસ (અલ)ની એડી પકડાવવા જતાં કુર્આનના ખુલ્લા મોજિઝાથી ઈન્કાર કરવાને લીધે પોતે કાફિર બન્યા, જનાબ રસુલ (સલ)ને નામે મજકુર જૂઠી હદીસ બનાવી કાઢવાથી પોતાનું ઠેકાણું જહંનમમાં બનાવ્યું; પણ ખોદાપાકની કુદરત કે કુર્આની એક મોજિઝાથી ઈન્કાર કરવા અને કરાવવા જતાં પોતાનાજ લખાણથી બીજા ચાર મોજિઝા સાબેત થઇ ગયા તેનું તેઓને પોતાને અથવા

તેઓની જમાઅતવાળાઓને જરાએ ભાન આવ્યું નહીં. એ તો તેઓનેજ દેખાય જેઓના દિલમાં ઈમાનની રોશનીની આંખો હોય. મિર્ઝાઈયોનું ઈમાનજ જતું રહયું છે તો પછી એ વાતો તેઓને દેખાય કયાંથી! હવે તે મોજિઝાઓ સાંભળો (૧) માછલી માંસાહારી (ગોશ્તખોર) પ્રાણી છે તેણે ચાળીસ દહાડા સુધી એડી પકડી રાખી તેમાંથી જરાએ ખાદી કે તેને કરડી નહીં, પણ સહી સલામત તેઓને કિનારે પોંહચાડી દીધા. (૨) ચાળીશ દહાડા સુધી માછલીએ એડી પકડી રાખી આપને દરિયામાં રાખ્યા ત્યારે દરિયાના પાણીની અંદર રાખ્યા હશે અથવા તો પાણીની સપાટીની ઉપર રાખ્યા હશે (૩) આપ તેટલા દહાડા દરિયાની અંદર અથવા તો સપાટીપર ઉભેલા રહયા હશે અથવા સૂતેલા ડુબકીયો ખાતા રહયા હશે. (૪) માછલી પણ તેટલા દહાડા ભૂખી તરસી રહી અને આપ પણ ભૂખ્યા તરસ્યા રહયા.

નંબર ૧૧ સુધીના બધા મોજિઝાઓના નકારની પણ એવીજ હાલત વાંચકોએ સમજવી જેવી કે મેં નંબર ૧૨, ૧૩ અને ૧૪ની ઘણીજ ટુંકમાં જાહેર કીધી છે. મોજિઝાનાજ નકારથી મજકુર તરજુમાઓમાં મિ૦ મોહંમદ અલીએ બસ કીધી નથી પણ શરીઅતના

ખુલ્લા અને ચાલુ, સાધારણ રીતે બધા મુસલમાનોને જાણીતા કાનૂનોમાં પણ આ તરજુમાઓના ઓઠામાં તેઓએ ફેરફાર કરી શરીઅતે મોહંમદીયાને બદલી કાઢવાની કોશિશ કીધી છે. તેનો માત્ર એકજ નમૂનો અહીં પબ્લિક આગળ મુકું છું. ધણી મરી જાય તો કુર્આનના ખુલ્લા શબ્દો છે અને તેનાપર આખી ઈસ્લામી દુન્યા ચાલે છે અને તેને એકે મતે માને છે કે જો ધણીનાં બચ્ચાં નહીં હોય તો ચોથો ભાગ, ધણીની માલ મિલ્કતમાંથી, તેની વિધવાને મળે; અને જો ધણીનાં બચ્ચાં હોય તો આઠમો ભાગ મળે. પણ એજ ઠેકાણે આખા વાંચક વર્ગની દેખેતી આંખોમાં ધૂળ નાંખવા મિ૦ મોહંમદ અલી અને તેની મદદગાર મિર્ઝાઇ પાર્ટીએ ઉર્દૂ તરજુમાની નોટમાં ખુલ્લા શબ્દોમાં લખ્યું છે કે બચ્ચાં નહીં હોય તો આઠમો ભાગ અને બચ્ચાં હોય તો ચોથો ભાગ મરહુમની વિધવાને આપવો (જુઓ કરીમી પ્રેસ લાહોરમાં છપાયલા ઉર્દૂ તરજુમાની ૧ લી જિલ્દનું પાનું ૪૭૧). શું હવે પછી પણ કોઇ દીનદાર મુસલમાન એ તરજુમાને છપાવવાની તો શું પણ તેનાથી ફાયદો ઉઠાવવા હાથમાં પકડવાની પણ હિંમત કરશે ? નહીં કદિ નહીં.

એક ભારે ચેતવણીઃ—મિર્ઝાઈ કાદિયાનીઓ પછી તેઓ કાદિયાની પાર્ટીના હોય અથવા તો લાહોરી પાર્ટીના હોય, બધાએ કુર્આનમાં અને સહીહ હદીસોમાં નબીયો અને વલીયોનાં જે મોજિઝાત અને કરામતો જેવી રીતે વર્ણાયલાં છે તે મોજિઝાત અને કરામતોના તેવીજ રીતે જાહેર થવાના મુનકિર છે. બલ્કે તેઓને મેસ્મેરીઝમ અને હાથ ચાલાકીના ખેલ ખરા દિલથી માને છે જેના ખોલાસા માટે મારી કિતાબ "કાશિફે મક્રો ફિતન"નો ભાગ ૨ જો જોવો બસ છે. તોપણ એ લોકોનો નંબર ધોકા બાજીમાં યૂરોપના ખિલાડીઓ કરતાં કંઈ ઉતરતો નથી તેથી જે લખાણથી તેઓ સુન્ની મુસલમાનોને ધોકા આપે છે તેને આ સાથે પ્રગટ કરી દેવું મને વ્યાજબી લાગે છે. મિર્ઝા ગુલામ અહમદ કાદિયાનીપર તેના દીનની ચળવળની શરૂઆતમાં જયારે એ બાબત સવાલો કરવામાં આવ્યા હતા ત્યારે તેણે જવાબમાં નીચે લખેલા ધોકા રૂપી ઓઠાના શેઅરો છપાવી પ્રગટ કીધા હતાઃ—

૧ મા મુસલમાનેમ અઝ ફ્ઝ્લે ખુદા
મુસ્તફા મારા ઈમામો પેશવા
૨ હસ્ત ઊ ખેરૂર્રોસોલ ખેરૂલ અનામ
હર નબુવ્વતરા બરૂ શુદ ઇખ્તેતામ

૩ ઈકતેદાએ કૌલે ઊ દર જાને માસ્ત
હર્ચે ઝુ સાબેત શવદ ઇમાને માસ્ત
૪ મોઅજિઝાતે ઊ હમા હક અંદો રાસ્ત
મુન્કેરે આં મૂરિદે લાઅને ખુદાસ્ત
૫ મોઅજિઝાતે અંબિયાએ સાબેકીં
આંચે દર કુર્આં બયાનશ બિલયકીં
૬ બર હમા અઝ જાનો દિલ ઈમાને માસ્ત
હર્કે ઇન્કારે કુનદ અઝ અશકિયાસ્ત

અર્થ:—(૧) ખોદા પાકના ફઝલથી અમે મુસલમાનો છીએ અને અમારા દીનના સૌથી મોટા આગેવાન હઝરત મોહંમદ મુસ્તફા (સલ) છે. (૨) જેઓ સઘળા માણસો કરતાં અને તેઓમાં વળી સઘળા રસૂલો (અલ) કરતાંએ દરજાજામાં ઘણુંજ ચઢીઆતા છે; અને દરેક તરેહની નબુવ્વત તેઓપર એવી રીતે પૂરી થઇ ગઇ કે તેઓ (સલ) પછી બીજો કોઇ પણ માણસ કોઇ પણ તરેહનો નબી કે રસૂલ હોવાનો દાવો કરી શકતોજ નથી. (૩) આપ (સલ)ની તાબેદારી અમારા દિલોજાનમાં પેસી ગઇ છે; અને કુર્આન અને હદીસો વડે આપ (સલ)ના જે કંઇ હુકમો, મનાઈ, કામો અને અકીદાઓ સાબેત થાય તે સઘળાપર અમારૂં ઈમાન છે. (૪) તેઓ

સાહેબ (સલ)ના સઘળા મોજિઝાઓ બેશક સાચા મોજિઝાઓજ છે; જે કોઈ તે મોજિઝાઓને માનવાની ના પાડે તેનાપર ખોદાપાકની લઅનત હંમેશ ઉતરે છે. (૫) તેઓ (સલ) પહેલાં થયલા સઘળા નબીયો અને રસૂલો (અલ) ના મોજિઝાત કે જેઓનું બયાન કુર્આન અને હદીસોમાં છે તેઓને અંતઃકરણ પૂર્વક ખરા અમે માનીએ છીએ, (૬) અને સઘળા મોજિઝાતોપર ઈમાન લાવીએ છીએ, જે કોઈ માણસ કોઈ પણ રીતે તેનો નકાર કરશે તે આખિરતમાં ખુદાની નેઅમતોથી અભાગિઓ રહેશે.

પણ પાછળથી તેણે અને તેની પાર્ટીએ અકાયદના મસઅલાઓ અને ફિકેહના મસઅલાઓમાં કેવા ફેરફાર કીધા, કુર્આનની ખુલ્લી આયતોના ખુલ્લા અર્થો કેવી રીતે બદલી કાઢયા, હદીસોને કબૂલ રાખવા અથવા રદ કરવા કેવો પોતાનો અખત્યાર જાહેર કીધો, પોતાના ઉપલાજ લખાણ મૂજબ મોજિઝાઓ અને કરામતોથી ઇન્કાર કરી ખોદાપાકની અખૂટ લઅનત પોતાનેજ માટે કેવી રીતે મેળવી લીધી, તે ઉપલા લખાણથી કેટલુંકતો વાંચક વર્ગને જણાઇ ગયું બાકીનાથી જોઈએ તે કરતાં વધારે જાણીતા કરવા માટે નીચેનું લખાણ ઇ. અ. તઆલા ઇન્સાફી અને સમજુ વર્ગને પુરતું થઇ પડશેઃ—

હઝરત સૈયદુલ કોનૈન (સ. અ. સ.)ના તાબેદારો! જનાબ રસુલુસ્સકલેન (સ. અ. સ.)ના ખાવા ફરમાં બરદારો!! આપ સાહેબોને ઘણીજ નમ્રતા પુર્વક ચેતવણી આપવામાં આવે છે કે આ ચોદમા હિજરી સૈકામાં એવા નાજુક સમયમાં મિર્ઝા ગુલામ અહમદ કાદિઆનીની મિર્ઝાઇ પાર્ટી અથવા કાદિયાની મંડળીનો દીની ફિતુર ઘણોજ મોટો ફિતુર છે. તે એ પોતાને સાચા મુસલમાનો, કલેમો પઢનારા, જનાબ નબી સાહેબ (સ. અ. સ.)ના ગુલામો, તેઓ (સ. અ. સ.)ના સાચા પક્ષકારો, તેઓ (સ. અ. સ.)ને માટે પ્રાણ અર્પણ કરનારા જાહેર કરીને એ ઓઠામાં આપણા અસલી અને સાચા દીનનો જડમૂળથી નાશ કરી રહયા છે. અને સેંકડો તો શું પણ હજારો મુસલમાનોને ચોકખા કાફિર બનાવી રહયા છે, અને તે બિચારા એ કાવત્રાથી વાકેફ નથી કે તેઓ શા કારણે કાફિર બની ગયા. પણ એથી ઉલટું કુફ્રની જાળમાં તે નવા સપડાયલાઓ પોતાને અગાઉ કરતાં વધારે સારા અને પાકા મુસલમાનો ગણે છે. એ મંડળીના સ્થાપક મિર્ઝા ગુલામ અહમદ કાદિયાનીએ અને તેના તાબેદારોએ ઇસલામ, કુઆન અને હદીસોને નામે એવી નવી નવી દીની વાતો પ્રગટ કીધી છે કે જેને સાંભળી ઇસલામના દુશમનોને

ઇસલામી ધર્મ પર મજાક મશકરી કરવાની ખરી તક મળી આવી; જેથી સાફ જણાઇ આવે છે કે કાદિયાની ટોળું ઇસલામના દુશ્મનોને ઇસ્લામી અકીદાઓ સામે વાંધો ઉઠાવવાની તક, જાણી જોઇને આપી રહેલું છે મિર્ઝા ગુલામ અહમદ કાદિયાની અને તેની મિર્ઝાઇ મંડળીને મુસલમાન હોવાનો દાવો છે, તેથીજ સૌથી પહેલાં અમને એ વાતને સંપુર્ણ રીતે તપાસવાની જરૂર છે કે એ લોકો મુસલમાન પણ છે કે નહીં. જયાં સુધી તેઓ ઇસલામી ધર્મના અનુયાયી (તાબેદારો) સાબેત થશે નહીં ત્યાં સુધી તેઓનો એક પણ એવો દાવો કે જેનો સંબંધ ઈમાન અને ઈસલામ સાથે હોય કબુલ રાખવામાં આવશે નહીં. ઇમાનવાળા અને મુસલમાન ગણાવવાને માટે ઇસલામી ધર્મમાં કેટલીક શરતો મુકરર કરવામાં આવી છે. જો તેમાંની એક પણ શરત કોઇ માણસમાં નહીં મળી આવે અથવા એમ સમજો કે જો તેમાંની એક પણ શરતથી કોઈ માણુસ નકાર કરે તો સુંનત જમાત મુસલમાનો તેને એકેમતે કાફિર ગણશે. મિર્ઝાઇ ઇમાનની શર્તો નીચે મૂજબની છે:—

૧ મિર્ઝા ગુલામ અહમદ કાદિયાની પોતે ખોદા છે સરજવું વિગેરે સઘળાં ખોદાઈ ગુણો ધરાવનારા છે (આઈનએ કમાલાતે ઇસલામ પા૦ ૫૬૪–૫૬૫,

કિતાબુલ બુરિયા પા૦ ૭૯). ખોદાનું શરીર હાડ-પિંજરથી બનેલું છે (તોઝીહુલ મરામ પા૦ ૭૪-૭૫) ખોદાની છબી પાડી શકાય છે (હકીકતુલ વહી પા૦ ૨૫). ખોદાનો શ્વાસ પણ છે (તોઝીહુલ મરામ પા૦ ૭૯). હઝરત રસુલુલ્લાહ (સ. અ. સ.)નું શરીર ધારણ કરી ખોદા દુન્યામાં જાહેર થયો (તોઝીહુલ મરામ પા૦ ૨૭). જે માણુસ ખોદાની યાદમાં ફના થઇ જાય છે તેની રૂહ (આત્મા) તેના શરીરમાંથી નીકળી જઇ ખોદાનો આત્મા તેની અંદર આવી રહે છે. (તોઝીહુલ મરામ પા૦ ૫૦). (અલ્લાહ ફરમાવે છે) હું મારા રસૂલ (મિર્ઝાજી)ની સાથે રહીને જવાબ દઇશ કે મારી વાતો કદિ ભુલ ભરેલી પણ હોય છે અને કદિ ઠીક પણ હોય છે. (વાહરે મિર્ઝાઈ-ચોના ખુદા! ખોદાનો કલામ અને વળી તે ભુલભરેલો). (હકીકતુલ વહી પા૦ ૧૦૩)

૨. ફરિશ્તાઓ, મલાએક અને જિન્નો એકજ તરેહની મખલુક છે. તેઓ સિતારા (ગૃહો) અનસરો (તત્વો) અથવા વરાળોની રૂહો (આત્માઓ) છે. જેઓ પોતાના શરીરો કે ખોળીઆઓને છોડી એક સેકંડને માટે પણ જમીનપર અથવા બીજે કોઈ ઠેકાણે જતી આવતી નથી. જિબ્રઇલ સૂરજની રૂહનું નામ છે. તે સઘળાપર પોતાની અસર સરખી રીતે નાંખે છે. નબીયો (અલ૦)ની સાથે કંઇ ખાસ સંબંધ રાખતો

નથી. ઇસલામી દીનમાં વહીના સંબંધમાં તેને ઉપમા તરીકે કહેવામાં આવ્યો છે (ખરૂં જોતાં તેમાંનું કંઇએ નથી.) (તાઝીહુલ મરામ પા૦ ૪૦-૪૧-૪૩-૪૪.)

૩. (કાદિયાની શરત નંબર ૨ મુજબ મનુષ્ય જાતિ અને જિન્નોથી જુદીજ ગખલૂક ફરિશ્તાઓને નહીં માનવામાં આવે અને આકાશોપરથી જમીનપર તેઓનું આવવું નહીં મનાય તો ખોદા પાકના કલામનું ઉતરવું એટલે નબીયો અને રસૂલોપર વહીયોનું આવવુંજ ખોટું ઠરશે અને તેથી કરીને નબીયો અને રસૂલોપર ઉતરેલી કિતાબો ખોદા પાકનું ફરમાન નહીં ગણાઈ માણસોની રચેલી પોતે સાબેત થઇ જશે અને ખોદાઇ કલામ ગણવાને લાયક ઠરશે નહીં. તેથીજ એ શરતને માટે મિર્ઝાજીનો અકીદો છે કે) કુરઆન તેના મ્હોની વાતો છે. અગર જો (મુસલમાનોના માનવા પ્રમાણે) તે ખોદાની કિતાબ છે. (આર્ય પંડિત લેખરામની મોત માટે જાહેર ખબર તારીખ ૧૫ મી માર્ચ ૧૮૯૭ પા૦ ૩ કાલમ ૨ લીટી ૩૩-૩૪). કુર્આનમાં ગાળો એઠી કરવામાં આવી છે. (ઇઝાલતુલ અવહામ પા૦ ૨૫-૨૬). મિર્ઝાજીની રચેલી કિતાબો ખોદાનું કલામ છે (ઇઝાલતુલ અવહામ પા૦ ૫૩૩).

૪. (૧) જનાબ નબી (સ૦ અ૦ સ૦)ની પછી પણ નબુવ્વત અને રિસાલતનું બારણું હજી ખુલ્લું છે. (**બરાહીને અહમદીયા** પા૦ ૧૦૩-૨૯૬-૫૫૪-૫૫૬) અને તેથીજ કરીને મિર્ઝા ગુલામ **અહમદ** કાદિયાની જે આદમ સફીયુલ્લાહ, નૂહ નજીયુલ્લાહ, યુસુફ જમીલુલ્લાહ, દાઉદ નબીયુલ્લાહ, મૂસા કલીમુલ્લાહ, ઇબ્રાહીમ ખલીલુલ્લાહ જેવા છે, મોજદ્દિદ છે, જનાબ નબી (સ૦ અ૦ સ૦) ના નાએબ છે, ઇમામ હુસૈન (રદી૦)ના જેવા છે, પેદાશની રૂએ પણ હોસૈની છે. (**ઈઝાલતુલ અવહામ** પા૦ ૬૮-૧૫૪-૬૪૮-૬૬૩); ઇમામ મહદી છે. ઇમામુ ઝઝમાં છે (ઝરૂરતુલ ઇમામ પા૦ ૨), **અલ્લાહના** નબી અને રસુલ છે, (**હકીકતુલ વહી** પા૦ ૩૯૧); ખરેખરી વહી તેમનાપર ઉતરે છે, તે પોતે (**આકાશોપરથી** ઉતર નાર) હઝરત ઇસા મસીહ છે, તે પોતે **ઈસા મસીહના** બાપ છે, (**ઈઝાલતુલ અવહામ** પા૦ ૪૧૨-૪૧૮). તે પોતે ઇસા મસીહની મા **બીબી મર્યમ** છે. (**બરાહીને અહમદીયા** પા૦ ૪૯૬). તે પોતે હઝરત મૂસા છે, તે પોતે અહમદ મુજતબા મોહમ્મદ મુસ્તફા છે. (તિર્યાકુલ કુલુબ પા૦ ૩). અને તેથીજ કરીને સઘળા નબીયો અને રસુલો (અસ૦) થી અને ખાસ કરીને જનાબ નબી **મોહમ્મદ** મુસ્તફા (અ૦ સ૦)થી પણ

ચઢીયાતા દરજ્જાવાળા છે. ( તતિમ્મએ હકીકતુલ વહી પા૦ ૮૯-૧૩૯. અર્બઇન નં૦ ૩ પા૦ ૧૩, ઇસ્તફતા પા૦ ૮૫-૮૭. કસીદએ એજાઝિયા પા૦ ૭૧. સીરતુલ અબદાલ પા૦ ૧૯૩), તેમનું ખાનદાન રિસાલતનું ખાનદાન છે, તેઓની ઓરત ઉમ્મુલ મોમિનીન ( સઘળા મુસલમાનોની મા ) છે, (મસીહુદદજ્જાલ પા૦ ૪૧). તે પોતે સૈયદુલ અસફિયા અને ખાતિમુલ અંબિયા સલ્લલ્લાહો અલૈહે વ સલ્લમ છે ફિદાહે ઉમ્મી વ અબી (મારા મા બાપ તેમના ઉપરથી કુર્બાન થાય). (અલહુકમ વર્તમાન પત્ર તા૦ ૧૩ રબીઉલ અવ્વલ ૧૩૨૩ હિજરી). જનાબ નબી (સ૦ અ૦ સ૦) પર રિસાલત અને નબુવ્વત પૂરી થઇજ નથી. (ઇશ્તેહારે મેઅયારૂલ અખ્યાર અને ઇ૦ અવહામ પા. ૪૨૧-૪૨૨). એ સઘળી મોટાઇઓ સાથે મિર્ઝાજી હિંદુઓના કૃષ્ણ અવતાર છે (તા૦ ૨ ડિસેંબર ૧૯૦૨ સિયાલકોટમાં દેવાયલો મિર્ઝાજીનો લેકચર). મિર્ઝાજીને અથવા તેઓના એક પણ દાવાને નહીં માનનાર મુસલમાન નથી પણ મડદું છે અને કાફિર છે. (મસીહુદ દજ્જાલ પા. ૫, હકીકતુલ વહી પા. ૧૬૩). (૨) હઝરત ઇસા મસીહ બિન મર્યમ ( અલ૦ ) આ મટોડીના શરીર સાથે જીવતા જીવત આકાશોપર કદી પણ ઉઠાવી લેવામાં નહીં આવ્યા

પણ શૂળીપરથી ન્હાસી જઈ કાશ્મીરમાં મરી ગયા, જ્યાં તેઓની કબર છે. (રિસાલતુલ હુદા); અથવા ગિલીલમાંજ કેથે મરણ પામ્યા જ્યાં તેઓની કબર છે (ઇઝાલતુલ અવહામ પા૦ ૪૭૩). પોતે જનાબ નબીએ અકરમે (સ૦ અ૦ સ૦) અને આપની તાબેદારીમાં તેરસો વર્ષના સઘળા મુસલમાનોએ એ મોટી ભૂલ કીધી છે કે ઇસા મસીહને આકાશોપરથી જીવતા આવનારા, તેઓ માને છે, તેઓ તો મરી ચુકયા હવે કદીપણ આવશે નહીં. (ઇઝાલતુલ અવહામ પા૦ ૬૯૧). (૩) અને (૪) તેવણુના સગા બાપ યુસુફ નજ્જાર હતા. (કિશ્તીએ નુહ પા૦ ૧૬), તે ઘણા ફરેબી. ધોકો દેનારા હતા, ધન દોલત એકઠી કરવી તેઓનો અસલ હેતુ હતો, તે કદી પણ નબી કે રસુલ હતા નહીં. (ઝમીમએ અંજામે આથમ પા૦ ૭). તે વ્યભિચારી (ઝિનાકાર), ગુનાહોમાં લંપટ અને દુરાચરણી (બદકાર) હતા. (ફતહે મસીહ પા. ૪૭). ઝિનાકારી તેવણુના બાપદાદા અને મોસાળથી ચાલતી આવી છે. (ઝમીમએ અંજામે આથમ પા૦ ૮). તેવણુના સઘળા મોજિઝા મેસમેરિઝમના ખેલો હતા. જેમાં તે થોડાક જાણીતા હતા. (ઝ૦ અ૦ આ૦ પા૦ ૬). (૫) ચારસો નબીયોપર એકજ વખતે એકજ સેતાની વહી ઉતારવામાં

આવી જેને તેઓમાંનો એક પણ નબી ઓળખી શક્યો નહીં કે તે વહી શેતાન તરફથી ઉતારવામાં આવી છે. તેથી તેઓએ તે શેતાની વહી પરજ અમલ કીધો અને ખોદાએ પણ બેદરકારી વાપરી કે તેઓને ખબર દીધી નહીં કે આ શેતાની વહી છે. તેમજ પછી પણ તેણે તેઓને સુચવ્યા નહીં જેથી તે ભૂલપર તેઓ હંમેશ કાયમ રહયા. (ઇઝાલતુલ અવહામ પા૦ ૬૨૭). (૬) મિઝીજીના મોજિઝાઓ સિવાય બીજા રસુલો અને નબીયો (અલ૦)-ના સઘળા મોજિઝાઓ મેસમેરિઝમના ખેલો, હાથ ચાલાકીઓ જેવા ધોકાઓ હતા, તેથીકરીને મોજિઝો દેખાડવો સખત ધિક્કારવા લાયક કામ છે (ઇઝાલતુલ અવહામ પા૦ ૨૦૯-૪૦૩-૩૧૨-૪૧૧-૪૨૮-૭૪૯).

૫. જંનતીયોપર એક હાલત ગુજરવાના નામ અને વખતને કેયામત કહે છે. તે દહાડે કેયામતનું મેદાન કે હિસાબ કિતાબ શફાઅત, અરશ, પુલસિરાત ફરિશ્તાઓની પકડપકડ કંઇ પણ થશે નહીં. તે દહાડે નહીં કોઇને જંનતમાં દાખલ કરવામાં આવશે અને નહીં જહંનમમાંથી કોઇને બાહેર કાઢી મુકવામાં આવશે. તે દહાડે પણ જંનતીઓ જંનતમાંજ અને દોજખીઓ દોજખમાંજ હશે. મુસલમાનોએ તે દહાડે "હશરનું મેદાન" નામે એક સપાટ જંગલ અને ત્યાં

અર્શ નામનું રબ્બુલ આલમીનનું લાકડાનું બનાવેલું જંનતની બાહેર મુકાયલું તખત. જે માનેલું છે એ મોજસ્મા ગુમરાહ ટોળાની અને યાહુદીઓની ખોટી કલ્પનાનું પરિણામ છે. (ઇઝાલતુલ અવહામ પા. ૩૫૦-૩૬૦).

૬ તકદીરનો પુરેપુરો અખત્યાર મિર્ઝા ગુલામ અહમદ કાદિયાનીને મળી ગયો છે સારૂં નરસું જે કંઇ જેવી રીતે મિર્ઝાજીની ઇચ્છા હશે તેવીજ રીતે દુન્યામાં થશે; તે એટલે સુધી કે મિર્ઝાજી જે વાતનો ઇરાદો કરશે અને કેહશે "કુન" બસ તરતજ તે કામ તેમજ થઇ જશે (ત્રિયાકુલ કોલુબ પા. ૩૩. હકીકતુલ વહી પા. ૧૦૫).

૭ મરવા પછી કેયામતને દહાડે કોઇપણ ફરીથી જીવતો થશે નહીં. કેમકે માણસ મરતાંની સાથેજ એક કાણામાંથી પસાર થઇને પોતાની કબરમાંથી જંનતી હોય તો જંનતમાં અને દોઝખી હોય તો જંહનમમાં, કેયામત એટલે હિસાબ કિતાબના દહાડા અગાઉથીજ, ચાલ્યું જાય છે. ઇઝાલતુલ અવહામ પા. ૩૬૦). દુન્યામાં પણ ખોદાની કુદરતથી અથવા મોજિઝાથી અથવા કરામતથી કદી પણ કોઇ પાછો સજીવન થઇ

શકતું નથી (ઇઝાલતુલ અવહામ પા. ૬૬૫, અલકૌલુલ અઝીબ). મિર્ઝાજી અને તેની પાર્ટિના પોતીકા લખાણોથી જ્યારે સિદ્ધ થઇ ગયું કે કાદિયાની મંડળ ઈમાનની એક પણ શરતને સુંનત જમાતના અકીદા પ્રમાણે માનતું નથી ત્યારે સુર્ય કરતાં પણ વધારે સાફ રીતે સાબેત થઇ ગયું કે એ લોકો મુસલમાન નથી.

એ લોકોની સાથે લગ્ન વ્યવહાર, ઇસલામી સલામ, એ લોકોનો ઝબીહો વિગેરે કોઇ પણ ચીજ જાયઝ નથી. એ લોકોને મુસલમાનો પોતાના મેલાવડાઓ અને મસીદોમાં આવવાદે નહીં. તેમજ કોઇ પણ મુસલમાન એ લોકોના મેલાવડા, લેકચરો, વાયઝોમાં સામેલ થાય નહીં. તેમજ એ લોકોના ચોપાનિઆ, વર્તમાન પત્રો, કિતાબો, એ લોકોના બનાવેલા કુર્આને શરીફના તર્જુમા કે તફસીરો અને હદીસોના તર્જુમા કે શર્હો વિગેરે વાંચે નહીં. એજ એવો સચવાયલો રસ્તો છે કે જેના પર ચાલવાથી મુસલમાનો પોતાની ઇમાની અને રૂહાની (અધ્યાત્મિક) જીંદગીને એ લોકોની દરેકે દરેક ઝેરીલી અસરથી બચાવી શકશે.

મિર્ઝાજી કાદિયાની અને તેના તાબેદારો દુન્યાને ધોકો દેવામાં અને ઇસ્લામી અકાયદ અને શરીઅતના કાનૂનોને પોતાના ધોકાઓથી નુકશાની પોંહચાડવામાં,

ઇસ્લામના બીજા દુશ્મનોથી તદન વિચિત્ર પ્રકારના છે. તેઓ ઇસ્લામી દીનથી તદન વેગળા છે. જે વાતને તેઓએ નીચે લખેલા ખુલ્લા શબ્દોમાં હિઝ રૉયલ હાઇનેસ પ્રિન્સ ઑફ વેલ્સને માન આપતી વખતે તા૦ ૨૭ મી ફેબ્રુઆરી ૧૯૨૨ ને દહાડે માનપત્રમાં કબૂલ રાખી છે; અને તે નીચે મૂજબ છેઃ—

(૧) અમારૂં ટોળું એક તદન નવું ટોળું છે. (૨) અમારૂં ટોળું એક ધાર્મિક ટોળું છે અને ઈસ્લામના બીજા પંથોથી માત્ર અમારા મઝહબી અકીદાઓને લીધેજ અમારૂં ટોળું જુદું પડયું છે. (૩) અમે (અગર જો) મુસલમાન છીએ અને તેમ કહેવડાવવાની મગરૂબી ધરાવીએ છીએ છતાં બીજા બધા મુસલમાનો અને અમારી વચ્ચે (દીની અકાયદમાં વિરૂધ્ધતાની) એક મોટી ખાઈ આવેલી છે. (૪) (હિંદુસ્તાન સિવાય) બીજા ઇસ્લામી દેશોમાં અમે અમારાં અકીદાઓ અને શરીઅતના કાનૂનોને ફેલાવી શકતા નથી.

મજકુર કારણોને લીધેજ તેઓ પોતાના ખોટા અકીદાઓને કુર્આન અને હદીસોના અર્થોમાં ફેરફાર કરી સંતાડે છે. અને તેથીજ ઘણા અજાણ ઇસ્લામી ભાઇઓ તેઓની જાળમાં ફસાઇ જાય છે. ખ્રિસ્તિઓ અને આર્યસમાજીઓ ઇસ્લામના ખુલ્લા દુશ્મનો છે તેથી

તેઓ તરફથી ગુમરાહ કરવાની એટલી બીક રાખવામાં આવતી નથી કે જેટલી એ પાર્ટીથી રાખવામાં આવે છે કે જેઓ જાહેરમાં મુસલમાનોનો દેખાવ રાખી અને ઇસ્લામી હોવાનો દાવો કરી ખરૂં જોતાં પૂરેપૂરા કુફ્રના અકીદાઓ ફેલાવે છે. એવાજ લોકોથી આજ સુધી મુસલમાનોને મોટી મોટી નુકશાનીઓ પહોંચી છે. (જેને માટે વાંચો મારી ચોપડી કાદિયાની છળ કપટ દર્શન ભાગ ૧ લો).

અમે મિર્ઝાજી કાદિયાની અને તેની પાર્ટીને મૂળ જન્મથી કાફિર કહેતા નથી પણ તેઓને મુસલમાનોના ઘરમાં જન્મેલા અને તેઓની ઉમ્મરના કેટલાક ભાગ સુધી મુસલમાન રહેલા જાણીએ છીએ કે જ્યાં સુધી તેઓ મુસલમાનોના સાચા અકીદાઓને વળગી રહ્યા હતા. પણ જયારે શેતાને લઇને તેઓને ગુમરાહ કીધા અને ઘણા ખરા ઇસ્લામી અકીદાઓને તેઓએ છોડી દીધા ત્યારે શરીઅતના ફરમાનને અનુસરીને ઇસ્લામી આલિમોએ અને ખાસ કરીને અમારા દેવબંદી રબ્બાની આલિમોએ જયાં સુધી બની શકયું પેહલાં તો તેઓને માટે બેદીન અને ગુનેહગાર હોવાનો ફતવો દીધો પણ જયારે તેઓની ગુમરાહી એટલા દરજજા સુધી પહોંચી

કે હદીસ અને કુર્આનના અર્થો અને તફસીર કરવામાં તેઓ કુફ્રની એવી ટોંચે પહોંચ્યા કે હવે કોઇ પણ રીતે તેઓને કાફિર કહ્યા વગર છુટકોજ ન રહ્યો ત્યારે નાચારીએ તેઓને કાફિર અને મુર્તદ હોવાનો તેઓએ ફતવો દીધો (વાંચો "**અલ કોલુસ્સહીહ, ફી મકાએદિલ મસીહ**").

પણ હાલ જે વાત ઇસ્લામી પબ્લિક આગળ રજુ **કરવાની છે તે એ છે કે જયારે** તેઓના કુફ્રથી ભરપૂર મજકુર અકીદાઓને પબ્લિક આગળ રજુ કરવામાં આવે છે ત્યારે કાદિયાની અને લાહોરી મિર્ઝાઇઓ પોતાના મિર્ઝાજી ગુરુના તે લખાણો સુન્ની મુસલમાનો આગળ રજુ કરે છે કે જયારે તેઓ મુસલમાન હતા અને ઇસ્લામી અકીદાઓને, કુર્આનની તફસીરોને હદીસોની શર્હોને તેવીજ રીતે માનતા હતા કે જેવી રીતે સાડા તેરસો વર્ષથી સુન્ની મુસલમાનો માનતા આવે છે જેવી રીતે કે "**અકાએદે જમાઅતે અહમદીયહ**" નામના કિતાબ લખનાર, **ખાજા શમ્સ અહમદી મુજાહિદ, આગ્રા** શહેરના રેહનારે કીધું પણ ઇમામે ફને મુનાઝિરહ, હામીયુદ-દીને વલ મિલ્લહ, ઇબ્ને શેરે ખુદા, હઝરત મોલાના મૌલવી સૈયદ મુર્તઝા હસન સાહેબ ચાંદપુરીના લખવા મુજબ ઠેઠ ખરી વાત તો એજ છે કે મિર્ઝા ગુલામ અહમદ

કાદિયાનીના સ્વભાવમાં અસલથીજ દજ્જાલીયત હતી તે સંતાયલી રહી નહીં અને આખરે જાહેર થઇ અને તેઓને પણ ત્રીશ દજ્જાલોમાથી એક ખુલ્લા દજ્જાલ જાહેર કરીને રહી.

મુસલમાનોને ધોકો દેવા જયારે તેઓ અને તેઓની પાર્ટી પોતાના અકીદાઓને જાહેર કરે છે ત્યારે તેઓ કુર્આન હદીસ અને અકીદાઓ માટે તેજ શબ્દો બોલે છે જે સઘળા સુન્ની મુસલમાનો બોલે છે કે અમે તો ખોદાપાકને વહદહુ લાશરીક માનીએ છીએ, સઘળા નબીયોને અને ફિરિશ્તાઓને માનીએ છીએ; કેયામતના દહાડાપર ઇમાન લાવીએ છીએ, જનાબ મોહંમદ મુસ્તફા (સલ) ને સઘળા નબીયો અને રસૂલોના સરદાર અને ખાતમુન્નબીયીન માનીએ છીએ, આપ (સલ) પછી જો કોઈ નાબુવ્વતનો દાવો કરે તો તેને કાફિર ગણીએ છીએ, હઝરત ઇસા (અલ)ને ખુદાપાકના ઘણાજ માનવંતા નબી માનીએ છીએ વિગેરે વિગેરે. મતલબ એકે આખો "આમનતો બિલ્લાહ" એટલે ઇમાને મુજમલ અને ઇમાને મુફસ્સલને પાંચે કલેમાઓ સાથે મોઢે કરી રાખેલું છે, ત્યારે નાવાકેફ ઇસ્લામી પબ્લિક તો એજ સમજે છે કે એ બાપડાઓ તો સઘળી દીની વાતોપર અમારીજ પેઠે ઇમાન રાખે છે છતાં આલિમો તેઓને કાફિર શા માટે કહે છે!

પણ અજાણુ ઇસ્લામી પબ્લિકને સારી પેઠે સમજી લેવું જોઈએ કે મોહંમદી પાક શરીઅતની ગવર્મેંટના સી૦ આઇ૦ ડી૦ ખતાના ઓહ્દેદારો, તે રબ્બાની આલેમોજ છે. હદીસમાં આવેલું છે કે "(પાકા) ઇમાન-વાળા (એટલે રબ્બાની આલેમ) ની બારીક નજર (ફિરાસત)થી હંમેશ હોંશિયાર રહેશો કારણુ કે તે ખોદાપાકની (આપેલી દિલની) રોશનીથી (તમારા કામોને) જુએ છે. તમારા ધોકા અને ફરએોને પલકવારમાં પારખી કાઢશે અને તમારાં કાવતરાં તેનાથી છુપા રહેશે નહીં. તેજ પ્રમાણે રાતની વખતે સિપાઈ પણુ ફરે છે અને ચોર પણુ ફરે છે, પણુ ચોરને જેવી રીતે સી૦ આઇ૦ ડી૦ ખાતાનો સિપાઇ પારખી લે છે કે એ અમારી પાર્ટીનો નથી અગર જો તેણે સિપાઇનો પોશાક કેમ નહીં પેહેર્યો હોય તેવીજ રીતે રબ્બાની આલિમો પોતાના દિલની રોશનીથી, ઇમાનની દોલતના આવા ચોરોને તરત ઓળખી કાઢે છે અગર જો તેઓ પાકા મુસલમાન હોવાનો ગમે તેવો ડોળ ઘાલે. તેવીજ રીતે "કાદિયાની ઇમાનની કસોટી" જેનો અંગ્રેજી અને ઉર્દુ તર્જુમો છપાવેલો તૈયાર મળે છે તેને વાંચ્યા પછી એક સાધારણુ મુસલમાન પણુ એ લોકોના ધોકામાં ઇ. અ. તઆલા આવશે નહીં. તેટલાજ માટે

ઉપર લખેલા મિર્ઝાજીના શેઅરો વિગેરે સુન્ની મુસલમાનો આગળ રજુ કરવા હવે નકામા છે. કારણ કે એ તો તે વખતની વાતો છે કે જ્યારે મિર્ઝાજીએ અને તેની પાર્ટીએ પોતાની હજન્નલીયત ખુલ્લી રીતે જાહેર કીધી નહીં હતી. અમે તો તે વખતના અકીદાઓ રજુ કરીએ છીએ કે જ્યારે તેઓ ખુલ્લી રીતે મુર્તદ (દીને ઈસ્લામથી ફરી) ગયા છે, અને બીજા મુસલમાનોને મુર્તદ બનાવવા લાગ્યા છે. કાદિયાની મિર્ઝાઈઓ તો હાથીના તે દાંત દેખાડે છે જે બહારના છે પણ અમે તો તેના ખાવાના દાંત દેખાડીએ છીએ. ખોદાપાક સઘળા મુસલમાનોને ઈસ્લામપર, અને તેજ ઈસ્લામપર જેનાપર સહાબા, તાબેઈન અને તબએ તાબેઈન, ચારે મઝહબના અઈમ્મએ મુજતહેદીન, ચારે તરીકાના ઔલીયાએ કામિલીન, સાડાતેરસો વર્ષથી ચાલતા આવે છે, કાયમ રાખે, અને જેટલા ગુમરાહ અને મુર્તદ ફિર્કાઓ મુસલમાન હોવાનો દાવો કરે છે તેઓને પણ તેવાજ સુંનત જમાઅતના ઈસ્લામપર ચાલવાની તૌફીક ઇનાયત કરે આમીન. વસ્સલામો અલા મનિત્તબઅલ હુદા. વ સલ લલ્લાહો અલન્નબી.



# બિસ્મિહી સુબ્હાનહૂ વ તઆલા.

## વ સલ લલ્લાહો અલા મન દના ફતદલ્લા.

અલહમ્દો લિલ્લાહે રબ્બિલ આલમીન અમ્મા બઅદો:— કમતરીન સૈયદ અલી અકબર કાદેરી, નક્ષબંદી, મોજદેદી, ચિશ્તિ, કાનલ્લાહો લહુ, ઇસ્લામી વર્ગ આગળ અરજ ગુજારે છે કે હિંદુસ્તાનના મુસલમાનોમાં કેટલેક ઠેકાણે એ બાબત મતભેદ જોવામાં અને સાંભળવામાં આવે છે કે હિંદુસ્તાનથી ઇંગ્લેંડ જઇ રહેલા લાહોરવાળા ખાજા કમાલુદ્દીન પોતે સુન્ની હનફી મુસલમાન છે કે નહીં અને ઈંગ્લેંડમાં તેઓ ઇસ્લામી સુન્ની મઝહબનો ફેલાવો કરે છે કે પોતે કાદિયાની મિર્ઝાઇ ગણાનો હોઈ હિંદુસ્તાનના ભોળા મુસલમાનોને ધોકો દઇ ત્યાંના નવ મુસ્લિમોને ઇસ્લામને નામે કાદિયાની મિર્ઝાઇ બનાવે છે, અથવા સુન્નત જમાઅત મુસલમાન બનાવે છે. એ મતભેદને આ રિસાલામાં પોતે કાદિયાની મિર્ઝાઇ આગેવાનોના અને પોને ખાજા કમાલુદ્દીનના સહી સિક્કા સાથેના લખાણોથી પ્રગટ કરી લોકોના શક શુબેહ અને શકાને હમેશ માટે દૂર કરવું મને યોગ્ય લાગે છે.

## ખાજા કમાલુદ્દીન લાહોરીને માટે ખુલ્લી સાબેતી કે તે મિર્ઝાઇ છે.

મુફ્તિ મોહંમદ સાદિક કે જેઓ કાદિયાની મિર્ઝાઈ લાહોરી પાર્ટીના ખાજા કમાલુદ્દીનની સાથે ઇંગ્લંડમાં રહી કામ કરનારા મોટા અને મશહૂર આગેવાન છે તેઓએ હિંદુસ્તાનના પ્રખ્યાત ઉર્દૂ વર્તમાન પત્ર "વકીલ"ના એડિટર-

ને જવાબ આપતાં ખાજા કમાલુદીનની હાલતનો ચિતાર નીચે મુજબ ચીતર્યો છે તેના જરૂર જોગા ફકરાઓઃ—"મારો અને ખાજા (કમાલુદીન) સાહેબનો જે સંબધ અરસ્પરસ છે ત્યાં સુધી એમાં જરાએ શક નથી કે ખાજા સાહેબની સાથે (કાદિયાની મિર્ઝાઇ) ખિલાફતને માટે મારે મતફેર છે અને કોઇ વખતે અરસ્પરસ લખાણો ભારે ગંભીર (એટલે માંહોમાંહે ભારે તકરારનુ) રૂપ પકડે છે......અને મજકુર મતફેરમાં પણ ખાજા સાહેબ પોતાના બીજા ગોઠીયાઓ સાથે પૂરી રીતે એકમત થયલા નથી. (એટલે કાદિયાની પાર્ટીના આગેવાનો મિર્ઝાજીના ખલીફા થવાની દરેક જણ પોતાને માટે આશા રાખે છે). દાખલા તરીકે તેઓ (ખાજા સાહેબે) અહી (ઈંગ્લંડમાં) ઘણી વખતે કહ્યું છે કે મૌલવી મોહંમદ અલી (લાહોરી પાર્ટીના આગેવાન)ની આ ભૂલ છે કે જે તેણે કહ્યું કે (મિર્ઝાજી)નો ખલીફા કોઇને પણ નહીંજ થવું જોઇએ. અને મૌલવી મોહંમદ અલીની એ ઇચ્છા કદિ પૂરી થઇજ નહીં કારણ કે (મિર્ઝા) મહમૃદ (મિર્ઝાજીનો દીકરો) ખલીફો થઇજ ગયો.....

અને વળી તેઓ (ખાજા સાહેબ), હઝરત મિર્ઝા (ગુલામ અહમદ કાદિયાની) સાહેબને તેજ મસીહ (હઝરત ઈસા અલ) અને (ઇમામ) મહદી ખરા દિલથી માને છે જે મસીહ અને (ઇમામ મહદી સાહેબ)ની પધરામણીની ઇન્તેજારી (સુન્ની) મુસલમાનો કરી રહયા છે, અને હઝરત મિર્ઝા સાહેબને દરેક રીતે સાચા અને સચ્ચાઇપર ચાલનારા (ખરા દિલથી) તેઓ માંને છે અને તેઓ (મિર્ઝાજી)ની નબુવ્વતને પણ તેઓ (ખાજા કમાલુદીન) માનનારા છે; માત્ર એટલાજ વધુ ખોલાસા સાથે કે તેઓ (ખાજાજી) કહે છે કે આ (મોહંમદી) ઉમ્મતમાં હઝરત મોહંમદ (સલ) ઉપરાંત બીજા પણ (કેટલાક) નબીઓ

થઈ ગયા છે. પણ તે નબીયોએ ખોદાપાક તરફથી નબી હોવાનો એલકાબ હાસેલ કીધો ન હતો, અલબત મિર્ઝા (ગુલામ અહમદ કાદિયાની) સાહેબે તે (એલકાબ)ને મેળવી લીધો હતો. એ ઉપરાંત ખાજા સાહેબની સાથે મારે મિત્રતાનો સંબંધ તે વખતનો છે કે જ્યારે તેઓ અહમદી (મિર્ઝાઇ) થયા ન હતા......

અને જ્યારે એવા દોસ્તો (એટલે જે અગ્રેજો ખાજા કમાલુદીન સાહેબની કોશિશથી મુસલમાન થયા છે તેઓ)એ, મારી એ વાત (અને અકીદા)ની સત્યતાને માટે કે ખોદાપાક અને જનાબ નબી (સલ)ના વાયદા મુજબ મિર્ઝા ગુલામ અહમદ કાદિયાની) સાહેબ, ખોદાપાકના તરફથી (મોકલાયલા) મસીહ અને મહદી છે, ખાજા સાહેબથી પૂછ્યું કે "શું મિર્ઝા (ગુલામ અહમદ કાદિયાની) સાહેબના આ દાવાને તમે કબુલ મંજુર રાખો છો ? ત્યારે ખાજા કમાલુદીન સાહેબે (હંમેશ) એકરાર કીધો છે [ કે બેશક હું એમજ માનું છું) અને તેનો કદિ કદિ પણ નકાર કીધો નથી. તો જ્યારે [ખાજા સાહેબના એકરાર અને અકીદાની) એવી ખુલ્લી હાલત છે ત્યારે હુ ખાજા સાહેબની સાથે (હિંદુસ્તાનમાં તેઓ પોતાના એ અકીદાને સંતાડે છે એ માટે) શા વાસ્તે ટટો કરૂં ?........અને એવીજ રીતે તેઓને પણ મારી સાથે [આ ભેદ જાહેર કરી દેવા વાસ્તે] તકરાર ઉભી કરવાનું કંઇ પણ કારણ નથી. કારણ કે અહમદીયત (કાદિયાની મિર્ઝાઇ અકીદાઓને માની તે પ્રમાણે ચાલવું) જો તકરારો ઉભી કરવાનું કારણ હોત તો તેઓ શા માટે અહમદી [મિર્ઝાઇ] બનતે. [પણ અફસોસ છે કે કાદિયાની પાર્ટી અને લાહોરી પાર્ટીમાં મિર્ઝાજીના મરણ પછી એવી તકરારો ઉભી થઇ કે એક બીજાને કાફિર બનાવવા લાગી ગયા છે. અનું કારણ મિર્ઝાજીના ધોકા રૂપ દાવાઓ નથી તો બીજુ શું છે!]

હા ! (કોઈની સાથે વાતચીત કરતાં કે ચદો ઉઘરાવતાં) શરૂઆતમાં પોતે ખાજા સાહેબ હઝરત મિર્ઝા સાહેબને માટે કોઇ વાતચીત કરતા નથી. (અને હિંદુસ્તાનના મુસલમાનોને પોતાના દીન તરફ બોલાવતા નથી). એનું સબબ એ કે એ બાબતમાં તેઓની પાસે એક કારણ છે અને તે એ છે કે તેઓને (ઇંગ્લંડમાં રહી પોતાનો મિર્ઝાઇ ધર્મ ફેલાવવા માટે) એવા લોકો તરફથી ચંદા અને વજીફાઓ મળે છે કે જેઓ અહમદી (કાદિયાની મિર્ઝાઇ) નથી (પણ સુન્નત જમાઅત છે). અને તેઓ (ખાજા કમાલુદ્દીન)ને માટે તેથી કરીને એ જરૂરી વાત છે કે તેઓ એ વાતનો વિચાર રાખે (કે મુસલમાનોની આગળ એવું ખુલ્લું જુઠાણું બકે, તેઓની દેખીતી આંખોમાં ધુળ નાંખે, તેઓને ધોકો દીએ અને પોતાના ગુરુની કબાલીયત વાપરે કે હું મિર્ઝાઇ કાદિયાની નથી પણ પાકો સુન્ની હનફી છું. (જુઓ સહીફએ રંગુન બર પયરવાને ખ્વાજા ઝમૂત પાનું ૫૪ અને ૫૭; અને તેઓ એ વાતનો વિચાર રાખેજ છે (અને તેથીજ હિંદુસ્તાનના અજાણ સુન્ની મુસલમાનો પાસેથી દર વર્ષે હજારો રૂપિઆ લઇ જાય છે)...

ત્યારે જો યૂરોપમાં અહમદિયા (મિર્ઝાઇ) ધર્મને માટે વાદવિવાદ કરવો અથવા બીજા શબ્દોમાં કહીએ કે (લોકોને) અહમદી મુસલમાન (કાદિયાની મિર્ઝાઇ) બનાવવા ગુન્હો છે... તો હું ખુલ્લે ચોક કહું છું અને હાંકમારીને ગવાહી આપું છું કે તે ગુન્હેગાર ખાજા કમાલુદ્દીન નથી પણ હું છું, અને મારા સાથી કાઝી અબદુલ્લાહ સાહેબ અને મૌલવી હાફિઝ અબદુલ લઇ અરબ સાહેબ છે; અથવા લેફ્ટિનન્ટ ફર્ગિસન (અબદુર્રહમાન), મિસ્ટર બશીર કોરીવ, મિસ્ટર મોહંમદ

ઓપવેન્સ, મિસ સલમા (મિસિઝ ફેરાકસફોર્ડ), મિસ પેન્કોર્ડ (ખદીજા) અને બીજા અહમદી (મિર્ઝાઇ કાદિયાની નવા મુસલમાન થયલા પુરૂષો અને લેડીઓ છે જેઓ અમારા (કાદિયાની ધર્મના ફેલાવવાના) કામમાં મદદગાર છે. ખાજા સાહેબને માટે કદિ પણ કોઇએ એવો વ્હેમ કે વિચાર નહીં લાવવો જોઇએ કે તેઓ કોઇને અહમદી (કાદિયાની મિર્ઝાઇ) બનાવે છે. (તેઓ તો માત્ર લોકોને ફોકો દઇ યુરોપીઅનોની પેઠે હિંદુસ્તાનીઓને લુટી પોતાને અને અમારો ગુજરાન એશ આરામથી ચલાવવા માટે હજારો રૂપિઆ, અમારો ધર્મ ફેલાવવા માટે અમને લાવી આપે છે અને એ કંઇ ગુન્હો થોડોજ છે! કારણ કે દીની કે દુન્યવી દરેક વાતમાં જૂઠું બોલવું અમારા કાદિયાની રસુલ અને નબીની ખાસ સુન્નત છે). નહીં એવી રીતે તેઓ ખાજા સાહેબના ચંદા (ઉઘરાણા)ઓમાં આડે આવવું કોઇ પણ માણસને માટે જાયઝ અને લાયક થઇ શકશે. (મિર્ઝાઇઓ માટે જાયઝ નથીજ પણ સુન્નત જમાઅત મુસલમાનો માટે આવી દજ્જાલીયતના કામમાં આડે આવવું તો વાજેબ છે)... બલ્કે એવી હાલતમાં કે જ્યારે પૈસા એકઠા કરવાના મામલામાં તેઓ એવા લોકોના કે જેઓ (મિર્ઝાઇ કાદિયાની નથી એટલે) ગેર અહમદી છે મદદ મેળવવાના ગરજવાન છે, તેઓ લાચાર છે.

"વકીલ"ના એડિટર સાહેબનું લખાણ કે મુફતી મોહંમદ સાદિક સાહેબને અમે સવિનય અરજ કરશું કે જે ખરી હાલત હોય તેને (ખાજા કમાલુદ્દીનની પેઠે) તેઓએ (હિંદના સુન્ની મુસલમાનોથી) સંતાડવી નહીંજ જોઇએ. હું આપના આ અપક્ષપાત અભિપ્રાયને ટેકો આપું છું કે આપનું આ લખાણ બિલકુલ ઠીક છે...હા! (મિર્ઝાઇ વર્તમાન પત્ર)

